નંબર ॥ ૐ ॥

જ્યું કદલીકે પાતમેં પાત પાત ઔર પાત !
ત્યું છોટી છોટી બતીયાંમેં બાત બાત ઔર બાત !!

# છોટી છોટી બતીયાં.

## વાત ૧ લી.

# ગુપ્ત પત્ર દૂત.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
પુસ્તક પ્રસારક શાખા, દત્ત એન્ડ કો૦ સુરત

લેખક—વેણુવિહારી.

પ્રત ૨૦૦૦. * અડધો આનો.



બંન્ધુ શ્રી.

જણાવવાને ઘણોજ આનંદ ઉદ્ભવે છે જે હમારા તરફથી "છોટી છોટી બતીયાં" નામની પુસ્તક માળા શરૂ કરી છે; માળાના દરેક મણકાની કીંમત ફક્ત અડધો આનો રાખવામાં આવી છે. દરેક મણકામાં સંપુર્ણ વાર્તા આપવામાં આવે છે આ માળાનાં દરેક મણકાપર નંબરો નાખવામાં આવે છે અને સંપુર્ણ એક મણકામાં પુસ્તકની સઘળી નકલો ખપા જતાં હજાર નંબરે એક ઇનામ કાઢવામાં આવે છે. વળી આ ઇનામી નબેરોનું ચાન્સ એક વર્ષ સુધી અજમાવી શકાય છે. એટલે કે ચાન્સ ન લાગેલા નંબરો એક વર્ષ સુધી ફરીને ફરી ટ્રાયલમાં નાખવામાં આવે છે. ઇનામનું રીઝલ્ટ ખરીદેલા મણકાના પછીના પ્રસિધ્ધ થનાર મણકામાં પ્રગટ કરવામાં આવે છે. જેથી સસ્તા અને સારા જ્ઞાન પ્રદ વાંચન સાથે એક વખત ચાન્સ અજમાવો.

ડૉ૦ ડી. બી. વેરણેકર.





# ગુપ્ત પત્રદૂત.



ઇ. સ. ૧૯૧૧ના ઉન્હાળામાં મેવેકેશન હોવાને લીધે દિવાની કોર્ટમાં રજાઓ પડી હતી. અને ફોજદારી કચેરીયોમાં માત્ર ધમધોકાર કેસો નિકળતા હતાં. હું પણ થોડા વખત પહેલાં વકીલાતની સનંદ મેળવવા ભાગ્યશાળી થયોહતો, જેથી કોર્ટદેવાના દર્શને નિત્ય નિયમિત રીતે જતોહતો. તોપણ દેવ દર્શનના લાભમાં એક દિવસ પણ પ્રસાદની વ્હેં-ચણી મારા સુધી આવી નહોતી. વેકેશન હોવાને લીધે આ દેવના અન્ય ઉપાસકો નિરનીરાળે સ્થળે મોજશોખ ઉડાવવા ગયા હતા જેથી મેં એવો વિચાર કર્યો કે આવા સમયે જો આ દેવીની ઉપાસના કરવામાં આવે તો પ્રસન્નતા મેળવી શકાય, જેથી હું અન્ય સ્થળે ન જતાં દરરોજ ઉપા [illegible] હાલમાંજ બગાસા ખાતો બેશી રહેતો.

તા૦ ૨૪ ને બુધવારે મેજીસ્ટ્રેટ કોર્ટમાં ટપાલનો ટાંગો લુટાયા બાબતનો કેસ ચાલવાનો હતો, તેમાંના એક આરોપી તરફથી મને વકીલાત પત્ર આપવામાં આવ્યું હતું. એટલે કે મારી વકીલાતનો આ પહેલોજ કેસ હતો! મારો પક્ષકાર કાચી કેદમાં હતો, અને તેને મળવા માટે હું મંગળવારે ગયો હતો. તે આરોપીની સઘળી બીના સાંભળી તેપરથી એવું સ્પષ્ટ જણાઇ આવ્યું જે મારો અસીલ પોતાના કેટલાક સોબતીઓ સાથે બોડેલી ગયો હતો; તે તેજ દીવસ હતો કે જે દીવસે ટપાલ લુંટાઇ હતી. ત્યાં એક પીઠામાં સઘળા જણ મદીરાનું યથેચ્છ પાન કરી આનંદમાં ગાતા લડતાં કરજન તરફ જતા હતા, એવામાં કરનાળીથી આવતો ટપાલનો ટાંગો દુરથી દેખાયો એટલે આ ટોળામાંના કેટલાક જાણે પહેલાંથી આ બાતમીની ખબર હોય તેમ સંકેત સ્થાને ગોઠવાઇ ગયા. મારા અસીલને આમાંના કંઇજ કાવત્રાની જાણ ન હોવાથી તેતો બીચારો આભોજ બની ગયો જે. આ શું ચાલી રહ્યું છે; થોડી વારમાં તો ટાંગો મધ્યસ્થળે આવી પહોંચ્યો અને તેની ઉપર ચોતરફથી હુમલો કરવામાં આવ્યો. આ વખતે સઘળાએ બોકાની બાંધી દીધી હતી અને એક પણ માણસ મોંમાંથી એક શબ્દ પણ બોલતો નહોતો આ વીચીત્ર ઘટના નીહાળી મારો અસીલ પોતાના સ્નેહીઓને આમ ન કરવા માટે મોટેથી વીનવતો હતો. તે તરફ કોઇ પણ લક્ષ ન દેતાં ટાંગાવાળાને નીચે ખેંચી ડાકવાળાને પકડી બંન્નેને જકડી લીધા. અને બેંગીઓ થેલીયો ફાડી તોડી અંદરની માલમતા લેઇ પલાયન થઇ ગયા તેઓ.

સાથે મારો અસીલ પણ બીચારો નાહલાજે દોડી ગયો પણ તેણે મોઢાની વીગેરે કંઇજ બાંધ્યું નહોતું અને બોલતો હતો જેથી ડાકવાળાએ તેને સહેજે ઓળખી સરકારમાં પકડાવ્યો હતો.

ટાંગો લુટાયાના બીજે દીવસે પોલીસને તે સ્થળે પોસ્ટની થેલીયો, ફાડેલી બેગીયો કેટલાક ફાટેલા અને આખા કાગળો વગેરે મળી આવ્યાં, તેમાંના જે કવરો ફાડેલાં હતાં તેમાંના કાગળોના ઉતારા કરી જેના તેનાપર પોલીસ અમલદારોએ મોકલી આપ્યા, અને બાકીની વસ્તુઓ પોસ્ટ ખાતાને સોંપવામાં આવી. જે અસલ પત્રો પોલીસે કબજે કર્યા હતા, તે કેસના પુરાવાના પત્રોમાં સામેલ કરવામાં આવ્યા હતા જેથી તે તેજ દીવસે મારા વાંચવામાં આવ્યા.

આ પ્રમાણે મંગળવારે સવારે બાર વાગતાં સુધીમાં મે સઘળી કાચી હકીકત મેળવી લીધી, અને કાળ વ્યય કરવા નીમી-તે સહેજ મેજીસ્ટ્રેટ કોર્ટમાં બીજો એક કેસ ચાલતો હતો તે સાંભળવા બેઠો. તે કેસની બાબત આ પ્રમાણેની હતી:—

રહેમતપુરામાં દયાળબા નામના ઇનામદાર રહેતાં હતાં તેમના સુવાના ઓરડામાંના મજુસમાંથી સો રૂપીઆની નોટો ચોરાઇ હતી. તેમને ત્યાં કમળા નામની પંદર સોળ વરસની એક કુળવાન પણ નિર્ધનાવસ્થામાં આવી પડેલી બાળીકાને પરચુરણ કામ કાજ માટે રોકવામાં આવી હતી; અને આ ... ખાવું પીવું સુવું બેસવું સઘળું સદર સરદારણ ... ત્યાંજ હતું. તેને બેસવા ઉઠવાને તથા પોતાના કપડાં

વગેરે મુકવા માટે એક અલાયદી ઓરડી અને પેટી સોંપવામાં આવી હતી. હવે ચોરાએલી નોટોમાંની પચીશ રૂપીઆની નોટો તે બાળકીની ખાનગી પેટીમાંથી મળી આવી હતી. તે બિચારી બાળાએ ઘણી આજીજી કરી જણાવ્યું જે હું આ સબંધે કશુંજ જાણુતી નથી, કોઇ દુષ્ટે મને ખરાબ કરવા આ ઘાટ ઘડેલો જણાય છે" પરંતું પોલીસ તપાસનો મજબુત પુરાવો મળતાં આ તેનું કહેવું કોણ સત્ય સમજે ? આ બાળાને મેં ઘણીજ બારીકાઇથી નિહાળી તેની મુખ મુદ્રાપરથી તે નિર્દોષ હોય એમ મારો મનોદેવતા મને કહેતો હતો. કેસ પુકારવાનો સમયસમીપ આવી પહોંચ્યો. એવામાં એક વીસ પચીશ વરસનો યુવાન જ્યાં હું બેઠો હતો ત્યાં મારી પાછળ ખુરસી નજદીક આવી મારા કાન આગળ મુખ રાખી દીન સ્વરે બોલ્યો" વકીલ સાહેબ આપ એક નામાંકિત વકીલ છો એવું મેં સાંભળ્યું છે—"

મેં તરતજ પાછા વળી જવાબ વાળ્યો "નામાંકિત તો નથી પણ વકીલાત કરૂં છું ખરો—"

મારા જવાબની રાહ ન જોતાં તે ગળગળીત કંઠે બોલ્યો "મહેરબાન સાહેબ, કૃપા કરી ગરીબને બચાવવાને કંઇ યત્ન કરશો ? તે બિચારી નિરપરાધી છે. જો તેને તોહમતમાંથી મુકત કરશો તો—"

આટલું બોલતાં બોલતાં તેનું હૃદય ભરાઇ આવ્યું. મેં તેને પુછ્યું "શું તેનો કોઇ વકીલ નથી ? "

તે બોલ્યો "નારે, સાહેબ ! તે બીચારી ગરીબને વકીલ ક્યાંથી મળે ? પણ જો આપ યત્ન કરી તેને દોષ મુક્ત કરશો તો હું આપનો જન્મો જન્મનો આભારી થઇશ. પ્રભુ તમોને અવશ્ય યશ આપશે."

આ તેની વિનંતી સાંભળી મને દયા આવી અને જ્યારથી મેં તે છોકરીને જોઇ હતી ત્યારથી મારી પાકી ખાત્રી થઇ ગઇ હતી જે આ છોકરી નિર્દોષ હોવી જોઇએ. મેં મન સાથેજ વિચાર કર્યો જે ઇશ્વરે આપણને જે કંઇ જ્ઞાન પ્રાપ્ત કર્યું હોય તેનો ગરીબોને લાભ આપતાં પરમાત્મા આપણા પ્રત્યે ખુશી થાય છે, અને તેણે આપણને બક્ષેલા પારીતોષિકનો આપણે યોગ્ય ઉપયોગ કર્યો જાણી આપણને બક્ષેલી પદ્વીએ, તે કાયમ કરી સ્થાપે છે, માટે આપણે આપણી ફરજ બજાવી પ્રભુના કરજમાંથી મુક્ત થઇ પરમાર્થ સાધવો. આવો વીચાર કરી હું તે છોકરી પાસે ગયો અને મેં તેને પુછ્યું" છોકરી મને તારા વકીલ તરીકે સ્વીકારીશ" આ શબ્દો પર તે બીચારી ગરીબડા મુખે મારા તરફ જોવા લાગી. જાણે કે તેનો આશય એવોજ ભાસતો કે "જો અમાંથી તમો મને મુક્ત કરો તો તમોજ મારા પ્રભુ !" મેં મારા સ્થળે જઇ કોર્ટને વીનંતી કરી કે આરોપી તરફથી વકીલાત નામું સ્વીકારવા હું હાજર છું માટે આરોપી સાથે મને કેટલીક ખાનગી વાત કરવા પરવાનગી મળવી જોઇએ. માગણી કરતાંજ કોરટે રજા આપી. હું તે છોકરીને લેઇ એક [illegible]ર ગયો. ત્યાં તે બાળકીએ નીચે પ્રમાણે જુબાની આપી

કમળા બોલી—" બાસાહેબ પાસે રહ્યાને મને સુમારે બે વર્ષ થયાં. આ બે વર્ષોમાં બાસાહેબ મારી સાથે સારી રીતે વર્તતાં હતાં એક દિવસપણ વઢયાં હોય એવું મને સાંભરતું નથી તેઓ મારા પ્રત્યે ઘણુંજ દયાળું હતાં. સુમારે આઠ દિવસ પહેલાં સો રૂપીયાની નોટો બાસાહેબના સુવાના ઓરડામાં મંજુસમાંથી ચોરાઇ ગઇ. બાસાહેબે મને તે બદલ પુછયું; પણ મને તે સંબંધે મુદ્દલે ખબર નહોતી જેથી હું શું જવાબ આપી શકું ? હમારા વાડામાં લાડકોર નામની રસોયણ રહે છે. તેણીએ બાસાહેબને એવું કહ્યું જે, પેટીમાંથી નોટો કાઢતાં તેણીએ મને બારણાની ફાટમાંથી જોઇ હતી. અને મારી ખાનગી પેટી તપાસતાં તેમાંથી પચીસ રૂપીયાની નોટો મળી આવી. જેથી મારાપર ચોરીનું તહોમત મુકી મને પકડી આણવામાં આવી છે; પણ સાચું પુછોતો તે સંબંધે હું કંઇ પણ જાણુતી નથી માટે મને જો આપ આ તહોમતમાંથી બચાવો તો ઘણોજ ઉપકાર થશે."

આટલા શબ્દો બોલી તેને ડૂમો ચડી આવ્યો અને તે ડસકાં ભરવા લાગી. તેનો ડૂમો શમતાં મેં તેને પુછયું " આ સંબંધમાં તારો કોઇપર સંશય છે ?"

કમળી બોલી, વકીલ સાહેબ હું ગરીબ છું મારૂં દુશ્મન કોણ હોય ? તોપણ બાસાહેબ મારા પ્રત્યે ઘણુંજ પ્રેમની દ્રષ્ટિથી જુએ છે તેથી લાડકોર મારા પ્રત્યે ડુભાય છે, માટે મારો પગ ઘરમાંથી ટાળવા માટે આ સઘળું તેનુંજ તર્કટ હોય એમ મને ભાસે છે."

લાડકોર કોર્ટમાં સાક્ષીદાર તરીકે હાજર હતીજ તેણી તરફ આંગળી કરી "પેલી જુવો લાડકોર !" એમ કહી કમળીએ મને સુમારે પચીસેક વર્ષની શ્યામવર્ણી સ્ત્રીને બતાવી.

લાડકોર નામ સાંભળતાંજ મારા મનમાં એક જુદોજ વીચાર ઉદ્‌ભવ્યો જેથી મેં તે છોડીને પુછ્યું ! શું આજ બાઇનું નામ લાડકોર. ?"

કમળીએ જવાબ આપ્યો "હા સાહેબ. !"

"વારૂં ? બીજી કોઇ બાઇ આ નામની આ ગામમાં તારા જાણુવામાં છે ?"

"ના, સાહેબ."

વારૂં, હવે તું નિશ્ચિંત રહે, હું યત્ન કરૂં છું, પ્રભુ સત્યનો સહાયક છે, તે તને જરૂર બચાવશે."

તે બાળકીના નેત્રોમાં ઝળઝળીયાં ભરાઇ આવ્યાં; મને પણ નિર્દોષ તરફ દયાથી ઉભરાતી હૃદય વ્યથાએ ત્યાંથી દુર ખસેડયો.

હું જે ત્યાંથી નીકળ્યો તે પરભારો લુટારાના કેસના કાગળો જે વકીલ પાસે હતા તે વકીલની ઓફીસમાં જઇ તે કાગળો તપાસવા માંગી લેઇ તેમાંથી મુદ્દાનો એક કાગળ લેઇ પાછો વળ્યો.

આ વખતે કોરટમાં દયાળબા ઇનામદારની જુબાની લેવાતી હતી. તેમણે પોતાની જુબાનીમાં એમ જણાવ્યું જે "આરોપીપર મારો પુર્ણ ભરૂંસો હતાં; હતો અને તેથીજ હું મારી કુંચીઓ તેને સોંપતી. અને તે ઓરડીમાં આરોપી શિવાય કોઇને જવાની પરવાનગી નહોતી."

ત્યારબાદ પેટીમાં નોટો કેવી રીતે મુકી હતી અને તે કેમ ચોરાઇ તે સંબંધે બધી હકીકત જણાવી. આ જુબાની પુરી થતાં હું ક્રોસ કરવા ઉભો થયો, મેં પુછયું "દયાળબા હું આપને એમ પુછવા માગું છું જે તમારી ચોરી થઇ એવું જ્યારે તમારી જાણમા આવ્યું ત્યારે તમોને કમળીએ ચોરી કરી એવો સંશય આવ્યો હતો ખરો ?"

દયાળબા બોલ્યાં " મુદ્દલે નહીં. "

" વારૂં, લાડકોરે જો આપને કમળીની પેટીમાંથી રૂપીઆ જડશે તે તપાસાવો એમ કહયું ન હોત તો તમે તેની પેટી શોધાવત ખરાં કે ! "

" મુદ્દલે નહીં ! "

ત્યાર બાદ બાઇની જુબાની પુરી થઇ એવી મેં કોર્ટને વીનંતી કરી, લાડકોરને પોકારવા જણાવ્યું. લાડકોર ગજ ચાલે ચાલતી રોપમાંને રોપમાં પાંજરામાં આવી ઉભી રહી. તેણીએ મારા તરફ તીરસ્કાર ભર્યો કટાક્ષ કર્યો. જાણે એમ ન જણાવતી હોય કે જોઉં છું તું મને તારી વકીલી શાબ્દિક જાળમાં કેવો ફસાવે છે.

તેણીએ પોતાની જુબાનીમાં એવું જણાંવ્યું કે " જે રાત્રે ચોરી થઇ તે રાત્રે મેં આરોપીને ધીમે પગલે દાદર પર ચઢતાં જોઇ. અને તે વખતની તેની ગભરાયેલી મુદ્રા અને ચોર પગલે ચાલવું ભાળી હુ માપી ગઇ કે આના મનમાં કાંઇ કાળું છે જેથી હું તેની પાછળ પાછળ ધીમે પગલે ગઇ. કમળી ઠેઠ બાસાહેબના ઓરડામાં ગઇ, અને આર?

બારણુ વાસી દીધું, હું બારણાની ફાટમાંથી જોવા લાગી. તો તે પેટી પાસે ગઇ, ધીમેથી પેટી ઉઘાડી તેમાંથી પૈસા કાઢી તે તેણે પોતાના ખોળામાં નાંખ્યા, એ મેં જોયું ત્યાર બાદ તેણીએ નીચા વળી દીવો લીધો અને તે પાછી વળવાની તૈયારીમાં હતી એવામાં મેં ત્યાંથી પોબારા ગણ્યા;"

ત્યાર બાદ લાડકોરે આ વાત બાસાહેબને ક્યારે કહી અને કમળીની પેટી શોધવા માટે કેવી રીતે સુચના કરી વગેરે મજકુર તેણીએ ઘણોજ રસદાયક બનાવી વર્ણવ્યો,

લાડકોરને જરા કોર્ટબહાર મોકલાવી મારે કેટલાક સવાલો દયાળબાને પુછવા હતા જેથી મેં તેવી કોર્ટને વીનતી કરી. કોર્ટે લાડકોરને મોકલી દયાળબાને બોલાવ્યાં. તેઓ આવતાંજ મેં તેમને પુછ્યું " બાઇ-સાહેબ ! આપ હમણાંજ આપની જુબાનીમાં જણાવી ગયાં જે, આરોપી સીવાય બીજા કોઇને પણ તમારા ઓરડામાં જવાની પરવાનગી નહોતી એનો શો અર્થ ? જો લાડકોર ધારે તો તે તમારા ઓરડામાં જઇ શકે ખરી કે ? "

દયાળબા બોલ્યાં "હા, ખુશીથી જઇ શકે. મારા કહેવાનો એવો ભાવાર્થ હતો જે મારા તરફથી ફક્ત કમળીજ તે ઓરડામાં જવાને પુરણ મુખત્યાર હતી, તે સીવાય અન્યને જવાનો હુકમ ન હતો."

" તમો પૈસા ક્યાં મુકેછો તેની માહીતી લાડકોરને હતી ખરી કે ?"

"હા, તે જાણે તો ખરીજ ! કારણકે તે બજાર કરવા

જતાં ઘણીએ વખત મારી પાસે પૈસા લેવાને તે ઓરડામાં આવી છે."

"તમારે ત્યાં ચોરી થયા બાદ આરોપીએ કંઇપણ ખરચ કર્યો છે !"

"તે મારી જાણમાં નથી !"

"તમો નોકરોને પગાર આપી તેઓ પાસેથી, સહી લોછો કે !"

"હા, નિયમ પ્રમાણે સહી લેઇ પૈસા આપવામાં આવે છે."

"વારૂં. જો કોર્ટ તમોને તે સહી સાથેનું પગાર પત્રક લાવવા ફરમાવે તો તમો તે કોર્ટમાં રજુ કરી શકશો"

"હા, તેમ કરવા મારા તરફથી મુદ્દલે હરકત નથી."

ત્યાર બાદ મેં કોર્ટને વિનંતી કરી કે મારે તે ચોપડો જોવો છે, માટે કોર્ટે કૃપાળુ થઇ બાઇ સાહેબને ચોપડો રજુ કરવા રજા આપવી, તે પ્રમાણે દયાળબાએ તે ચોપડો મારે સ્વાધીન કર્યો. તે ચોપડો તપાસ્યા બાદ મેં દયાળબાની જુબાની પુરી થઇ છે હવે મારે લાડકોરને ક્રોસ કરવાની જરૂર છે એવી કોર્ટને વિનંતી કરી જે પરથી લાડકોરને બોલાવવામાં આવી. આ વખતે લાડીલાં લાડકોર ગભરામણમાં દેખાયાં, મેં લાડકોરને પુછયું. "લાડકોર કમળીએ ચોરેલા પૈસાની વાત તમોએ બાઇ સાહેબને તરતજ કેમ ન જણાવી ?"

લાડકોર બોલી "મેં મનથી વિચાર કર્યો જે, આજેજ આ માટે ગરિબના પેટપર પગ દેવો; કરશે તે ભરશે. આપણે આ માટે લોકોની ચાડીઓ કરવી !"

ર૧૩૯ ૧૧

"પણ બાઇ તમો તમારી જુબાનીમાં હમણાં જણાવી ગયાં છો જે આરોપીને મંજુશમાંથી પઇસા કાઢતાં બારણાંની ફાટમાંથી જોઇ, કેમ ખરૂં ને ?"

"હા, હા; એકને એક સવાલ પુછી મારૂં માથું શા-માટે પકવો છો ?"

"વારૂં તો પછી આરોપી ઓરડામાં ગઇ ત્યાંથી પાછી વળતાં સુધીની સઘળી બીના તમોએ તે ફાટમાંથી જોઇ હશેજ ?"

"હા. સઘળું કંઇ જોયું હતુ"

"તો પછી હવે મને એટલુંજ કહો કે તેણીએ પેટી માંથી નોટો કાઢતાં હાથમાંનો દિવો કયાં મુકયો હતો ?"

"પેટીના પડખે એક કબાટ છે તે કબાટપર—"

"તો તમારી જુબાનીમાં આરોપીએ વાંકાવળી દીવો ઉપાડયો એમ લખાવ્યું તે ખોટું જ કે ?"

આ સમયે લાડકોર જરા ગભરાઇ "મેં કંઇ તેવું કહયું નથી. દીવો ઉપાડયો એટલુંજ કહયું હશે—" આવો જવાબ આપ્યો.

"વારૂ, હવે કહો જોઇએ તમો દયાળબા પાસે કેટલા વખતથી નોકરી કરો છો ?"

"આશરે આઠ મહીના થયા હશે."

"તમોને પગાર કેટલો મળે છે ?"

"મહીને રૂપીઆ સાત"

"તમોને આજ સુધીનો સઘળો પગાર મળ્યો હશેજ"

" ના, કેટલોક મળ્યો છે—"

" કેટલોક એટલે ?—પચાસ રૂપીઆ ? "

"તે મારાથી અમુકજ રકમ એમ કેમ કહી ન શકાય ?"

"કેમ ન કહી શકાય ? "

"મારે જેટલા જરૂર લાગતા તેટલા ઉપાડતી. એનો શું મેં હિસાબ રાખ્યો છે જે તમને હું આંકડો કહી શકું ?"

"બાઇ આમ રીશ કરતાં નહી. ધારો કે કોઇપર તમારે તહોમત મુકવું હોત તો તમો પચીશ રૂપીઆ કાઢી શકત ખરાં કે નહીં ? "

"આ શો સવાલ પુછો છો ? મારા મનમાં બીજાપર તહોમત મુકવાનું શા માટે આવે ? અને મારી પાસે એટલા રૂપીઆ પણ હોય કયાંથી ? "

"તો પછી તમો નોકરીમાં રહ્યાથી આજ દિવસ સુધી કંઇ ભેગું કર્યું નથી એમજ તમારૂં કહેવું છે ને ? "

"નારેના, બાસાહેબ પાસે જેટલા લેણા નીકળે તેજ મારી શિલક—"

તો પછી તમો નોકરીમાં રહયા તે પહેલાં તમારી પાસે પચીસેક રૂપીઆ હોવા જોઇએ. કેમ ખરૂં ને?"

"નારે મારી પાસે એટલી બધી રકમ કયાંથી! અને વકીલ સાહેબ પેટીમાંથી જે નોટો મળી આવી તે તો બાસાહેબનીજ હતી એ તમો કેમ ભુલોછો"?

લાડકોરની સમજ મુજબ મને ક્રોસ કરવાનો એ જવાબ.

"મેં આ જવાબ પ્રત્યે દુર્લક્ષ કરી પુનઃ તેને પુછ્યું"

"વારૂ બાઇ તમારૂં ગામ કયું?"

"કેમ હું કતારગામની છું.?"

"ત્યાં તમારૂં કોણ કોણ છે?"

"તમારે આ પ્રશ્ન કરવાની શી જરૂર છે?"

"સેજ જો કહેવાને અડચણ ન હોય તો જણાવો નહી તો કંઇજ જરૂર જેવું નથી!"

"એક બહેન છે–"

"તે તમારી બ્હેનનું નામ શું ?"

હવે તો લાડકોર ઘણાંજ ચીડાઇ ગયાં. "મારી બહેનના નામથી તમારે શું કામ છે ?"

"પણ નામ કહેવામાં શો વાંધો છે ?"

"સંતોક"

મેં કંઇક વિચાર કર્યા જેવો ડોળ કરી પુછ્યું "લાડકોર. હવે એકજ પ્રશ્નનો જવાબ દો. સુમારે પાંચ દિવસ ઉપર તમે કતારગામ તમારી બહેનપર પંચોતેર રૂપીયા મોકલ્યા હતા, તે કયાંથી લાવ્યાં હતાં ?"

પત્યું, આ મારો પ્રશ્ન સાંભળી જેમ વીજળીનો ધકકો લાગે તેમ તેના સઘળા શરીરપર પસીનાના ઝોબે ઝોબ વળી ચહેરો કાળો સાહી જેવો થઇ ગયો. અને તે ટપ દેઇ ત્યાંજ બેશી પડી. મેં થોડો વખત વિતવા દેઇ પુનઃ તેજ પ્રશ્ન કર્યો.

હું—હું—સાહેબ—નથી—" આ પ્રમાણે ગભરાતાં [illegible]ાં કંઇક બબડી.

" બાઇ સાચું બોલો ? તમે મોકલ્યા છે " મેં જોસમાં જ લેવા માંડયું.

લાડકોર બોલી " સાહેબ મેં કંઇ મોકલાવ્યા નથી ! તમો મારાપર આ ખોટું તહોમત શા પરથી મુકો છો ? "

હવે આ બાઇને ક્રોસ કરવાનું પડતું મુકી કોર્ટને ઉદ્દેશી બોલ્યો " કોર્ટની પરવાનગીથી મારે બે શબ્દો બોલવાના છે. આવતી કાલે આજ કોર્ટમાં એક આરોપીપર ટપાલ લુંટયાંના કામની ચોકસી થવાની છે અને તે કેસમાં હું વકીલ હોવાથી આજે હું કોર્ટમાં તે કાગળો તપાસી જવા આવ્યો હતો તે કાગળોમાં કવરો ફાડી તેમાંની નોટો કાઢી લઇ અંદરના જડેલા અસલ પત્રો કેસના મુદ્દા તરીકે રાખવામાં આવ્યા છે, તે પત્રો મેં હમણાંજ તપાસ્યા છે. જેથી આ કેસમાં લાડકોરનુ નામ સાંભળી, તે પત્રોમાં પણ તે નામનો એક પત્ર મારા વાંચવામાં આવેલાનુ સ્મરણ થયું. જેથી તે પત્ર હું આ કોરટમાં હાજર કરૂં છું આ કાગળ સાથે પોણોસો રૂપીઆની નોટો મોકલી હોવી જોઇએ એમ આ પત્ર સ્પસ્ટપણે જણાવે છે. આ કાગળના પરબીડીઆ પરનો પોસ્ટનો શીકકો તપાસતાં દયાળબાને ત્યાંની ચોરી થયાના બીજા દિવસની તારીખનો માલમ પડે છે. માટે જો. કોરટ આ પત્ર વાંચવા પરવાનગી આપશે તો તે હું. વાંચી સંભળાવીશ એમ કહી મેં તે પત્ર ઉઘાડયો તે પર તારીખ વગેરે કંઇ ન હતું તેમાં નીચે પ્રમાણે લખ્યું હતું:—

"બેન સંતોકને લાડકોરના રામરામ. આ પરબીડીઆ કાગળ સાથે પંચોતેર રૂપીઆની નોટો મોકલીછે. તે હું ઘેર આવું

ત્યાં સુધી સારી રીતે સંભાળી રાખજે, હું મારી પાસે રાખત, પણ ચોરાવાની બીકે રાખી નથી. આ બાબત કોઇને પણ જણાવતી નહીં. કારણકે મારી પાસે આટલા પૈસા છે એવું મારે કોઇને જણાવવું નથીં ત્યાં મારે સારૂં છે. મેં તને કહેલી કમળી છોડી હજુ લાંજ છે. પણ તેનો ત્યાંથી પગ કાઢીશ ત્યારેજ માંરૂં નામ લાડુ સમજજે મારા સઘળાને રામ રામ કહેજે એજ.

આ પ્રમાણેનો કાગળ વાંચી લાડકોરબાઇને દયાળબાનો ચોપડો કોર્ટને રજુ કરી તેમજ કાગળના કવર પરના પત્ર પરથી આ સઘળું લાડકોરનુંજ તરકટ છે એમ સહેજે કોર્ટનાં જાણમાં આવ્યું. કાગળપરના અક્ષરો અને ચોપડામાંની સહીનાં અક્ષરો મળતાજ કોર્ટને દયાળબાના ચોરાયેલા અને રૂપીઆની કેવી રીતે વહેંચણી થઇ તે લક્ષમાં આવ્યું જે પોણોસો રૂપીઆ સંતોકને અને પચીશ રૂપીઆ ચોરી છુપાવવા કમળીની પેટીમાં ગયા એ સીધ્ધ થયું અને આ પ્રમાણે સીધ્ધ થતાંજ કમળી દોષમુકત થઇ.

જે તરૂણ મારફત મેં આ કેસ હાથમાં લીધો હતો તે દોડતો આવી મારે પગે પડયો, અને તે છોડીએ પણ અશ્રુ-સહ મારા પગને અભિષેક કર્યો મેં તેઓને ઉઠાડી આશ્વાશન આપ્યું.

લાડકોરનું શું થયું તે હવે સુજ્ઞ વાંચકને જણાવવાની જરૂર જેવું નથી. થોડાક દીવસ વીત્યા બાદ તે તરૂણ એક દીવસ મારી પાસે આવ્યો અને તે મને સો રૂપીઆની

વીટી ઉપકારના બદલામાં સ્વીકારવા વીનવવા લાગ્યો. નાઇલાજે મેં તેનો સ્વીકાર કર્યો. બોલતાં બોલતાં જણાયું જે તે બાળા સાથે આ યુવકનું લગ્ન થવાનું છે જેથી મને મળેલી તે અંગુઠી મેં તે બાળાને ચાંલ્લામાં પાછી આપી. થોડા દીવસો બાદ ખબર મળી જે તે યુવક યુવતીનાં લગ્ન થઇ ગયાં છે અને હવે આ ગરીબ જોડું, સુખેથી દીવસો નીર્ગમન કરે છે.

અસ્તુ;

વેણું-વિહારી.




# સુચન

આ "છોટી છોટી બતીયાં" ની બાત પહેલી 'ગુપ્ત પત્ર દૂત' નું પહેલું ઇનામ "સરસ્વતીચંદ્ર ભાગ ૧. લો" સદર પુસ્તકની હજાર નકલો ખપતાં કાઢવામાં આવશે; અને તે ઇનામનું રીઝલ્ટ હમારી બીજી વાત "પ્રેમને બદલે ફાંસી" કે જે ગુજરાતીના મસહુર લેખક દિવાનાની કસાયેલી કલમે લખાયેલી છે તેમાં પ્રસિદ્ધ કરવામાં આવશે.

લી०

દત્તાત્રય.

# શાંતી વિલાસ હેર ઑઇલ..



આજકાલ ઘણી જાતનાં વિલાયતી તેલો નીકળેલાં છે જે વાપરવાથી માણસોને ઘણી હાની પહોંચે છે, પણ હમો ખાત્રી પુર્વક જણાવીએ છીએ જે આ અમારા તેલોમાં કોઇ પણ પ્રકારની હાની પહોંચાડે એવાં દ્રવ્યો નથી પણ કેવળ વનસ્પતીમાંથીજ યુનાની વૈદકના આધરે સુધ્ધ તેલમાં બનાવેલું છે માટે જેને મગજની ગરમી ઝાંમર વાળનું ખરવું ઉંદરી વગેર રોગવાળાઓને પણ આ તેલ ઘણોજ આરામ કર છે માટે એક વખત વાપરી ખાત્રી કરો.

**હયાતખાં સરદારખાં**

ચકલાઇવાળા—ટાવરની પાસે—વડોદરા.

"દેશી મિત્ર" એનજીન પ્રીન્ટીંગ પ્રેસમાં મગનલાલ કીકાભાઇએ છા..

શોનીફળીઆ- -સુરત.